# નમાઝ

સૌથી પહેલા તો આખા દિવસની અંદર ૫ વખત ની નમાઝ અલ્લાહપાકે આપણી ઉપર ફરજ રાખેલ છે. તો આ ૫ વખત ની નમાઝના વખત અને રકાત નીચે મુજબ છે.

**ફજર** : આ નમાઝનો સમય સવારે ૫ થી ૬ ની વચ્ચે હોય છે જે આપણા મહિનાઓ પ્રમાણે તેનો કોઈ ચોકકસ સમય ગોઠવેલ હોય છે. આ નમાઝમાં **૨ રકાઅત સુન્નત** અને **૨ રકાઅત ફર્ઝ** હોય છે.

**ઝોહર** : આ નમાઝનો સમય બપોરે ૧ થી ૪ ની વચ્ચે હોય છે જે આપણા મહિનાઓ પ્રમાણે તેનો કોઈ ચોકકસ સમય ગોઠવેલ હોય છે. આ નમાઝમાં **૪ રકાઅત સુન્નતે મોઅકેદા, ૪ રકાઅત ફર્ઝ, ૨ રકાઅત સુન્ન્ત** અને **૨ રકાઅત નફલ** નમાઝ હોય છે.

**અસર** : આ નમાઝનો સમય સાંજે ૫ થી ૬:૩૦ ની વચ્ચે હોય છે જે આપણા મહિનાઓ પ્રમાણે તેનો કોઈ ચોકકસ સમય ગોઠવેલ હોય છે. આ નમાઝમાં **૪ રકાઅત સુન્નતે ગેરમોઅકેદા** અને **૪ રકાઅત ફર્ઝ** હોય છે.

**મગરીબ** : આ નમાઝનો સમય સાંજે ૭ થી ૮ ની વચ્ચે હોય છે જે આપણા મહિનાઓ પ્રમાણે તેનો કોઈ ચોકકસ સમય ગોઠવેલ હોય છે. આ નમાઝમાં **૩ રકાઅત ફર્ઝ, ૨ રકાઅત સુન્નત** અને **૨ રકાઅત નફલ** નમાઝ હોય છે.

**ઈશા** : આ નમાઝનો સમય રાત્રે ૯ થી ૧૦ ની વચ્ચે હોય છે જે આપણા મહિનાઓ પ્રમાણે તેનો કોઈ ચોકક્સ સમય ગોઠવેલ હોય છે.
આ નમાઝમાં **૪ રકાઅત સુન્નતે ગેરમોઅકેદા, ૪ રકાઅત ફર્ઝ, ૨ રકાઅત સુન્નત, ૨ રકાઅત નફલ, ૩ રકાઅત વિત્તર** અને **૨ રકાઅત નફલ** નમાઝ હોય છે.

હવે, નમાઝ પડતા પહેલા વુઝુ કરવાનું હોય છે. તો વુઝુ ની રીત પણ આપણે શીખતા જઈએઃ

**વુઝુની રીત :**

– સૌથી પહેલા બન્ને હાથ કોહની સુધી બરાબર ધોઈ નાંખવા. પહેલા સીધો હાથ અને પછી ડાબો હાથ.
– પછી ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવાના.
– પછી ત્રણ વખત નાંકમાં પાણી ચઢાવવાનું.
– પછી ત્રણ વખત મોંઢુ ધોવાનું.
– પછી ત્રણ વખત બન્ને હાથ ધોવાના પહેલા સીધો હાથ અને પછી ડાબો હાથ.
– પછી મસાહ કરવાનું હોય છે. જે શબ્દમાં વર્ણવી શકાય તેમ નથી તેથી એકવખત જોઈ શીખી લેવું.
– પછી ત્રણ વખત બન્ને પગ ધોવાના પહેલા સીધો પગ અને પછી ડાબો પગ.

વુઝુ બરાબર કર્યા પછી જ તમે નમાઝ પઢી શકો છો. વુઝુ કર્યા પહેલા અને પછી દુવા પઢવાની હોય છે. જે નીચે મુજબ છે.

**વુઝુ પહેલાની દુઆ** : બિસ્સમિલ્લા હીર્રરહમા નીર્રરહીમ, બિસ્સમિલ્લાહિલ્લઝી વલહમ્દો લીલ્લાહે અલા દીનીલ ઈસ્લામ.
**વુઝુ પછીની દુઆ** : બિસ્સમિલ્લા હીર્રરહમા નીર્રરહીમ, અલ્લાહુમ્મજ અલ્ની મિન્નત્તવ્વાબીન વજઅલ્ની મિનલ મુતહેરીન.

હવે, તમને આખી નમાઝની બધી જ પોઝીશન બતાવવામાં આવશે અને તેને શું કહેવાય, અને બધી જ પોઝીશનમાં શું શું પઢવાનું હોય છે તે બતાવવામાં આવશે.
સૌથી પહેલા,

**નિય્યત :**



નિય્યત એટલે કે તમારે જે રકાઅત અને જેટલી રકાઅત પઢવી છે તેની નિય્યત નીચે મુજબ કરવાની હોય છે. આપણે અહીં ૪ રકાઅત ફર્ઝની નિય્યત ઉદાહરણ તરીકે લખીએ છીએ

"નિય્યત કરતા હું મેં ૪ રકાઅત ફર્ઝ વાસ્તે અલ્લાહ તઆલા કે, મુંહ મેરા કાબાએ શરીફ કી તરફ, પીછે ઈસ ઈમામ કે "અલ્લાહુ અકબર".

આ બધું તમારે ફકત ૫ સેકન્ડની અંદર જ કહેવાનું હોય છે. નિય્યત કરી લીધા પછી કયામમાં જવાનું અને હાથ બાંધી લેવાનાં. નીચે મુજબ

**કયામ :**



કયામમાં હાથ બાંધી લીધા પછી તમારે સના, તઅવ્વુઝ અને તસ્મીયા પઢવાનું હોય છે. જે નીચે મુજબ છે.

**સના** : સુબ્હાનકલ્લાહુમ્માં વબેહમદેકા વતબારકસ્મોકા વતઆલા જદદોકા વલાઈલાહા ગયરોકા.

**તઅવ્વુઝ** : અવઝુબિલ્લાહિ મિનશયતાનિર્રઝિમ

**તસ્મિયા** : બિસ્સમિલ્લાહ હિર્રરહમા નિર્રરહીમ.

હવે, સુરતિલ ફાતિહા પઢવાનું હોય છે. અને તેના પછી કુર્આન શરીફની કોઈ પણ સૂર પઢવાની હોય છે.

**સુરતુલ ફાતિહા:** અલહમ્દો લિલ્લાહિ રબ્બીલ આલમીન. અર્રરહમા નિર્રરહીમ. માલીકી યવમીદીન. ઈયાકા નઅબોદો. વઈયાકાનસ્તઈન. ઈહદેનસ્સસિરાતલ મુસ્તકિમસિરાતલ્લઝીના અનઅમતા અલયહિમ ગયરીલ મગદુબિ અલયહિમ વલદવાલીન. આમીન.

સુરતુલ ફાતિહા પઢયા પછી કુર્આન શરીફની કોઈ પણ સૂર પઢવાની હોય છે. જમકે, સૂરએ ઈખ્લાસ, સૂરએ નસ્ર, સૂરએ નાસ વગેરે.. સૂર પઢયા પછી "અલ્લાહુ અકબર" કહી રૂકુઅ માં જવાનું હોય છે.

**રૂકુઅ :**



અમાં તમારે "સુબ્હાન રબ્બીઈલ અઝીમ" ત્રણ વખત પઢવાનું હોય છે. પછી "સમીયો અલ્લાહ હુલીમન હમીદા" કહી સીધા ઉભા થઈ "અલ્લાહુ અકબર" કહી સીજદહ માં જવાનું હોય છે.

**સીજદહ :**



સીજદહમાં તમારે આવી રીતે જઈ બન્ને હાથ કાંડા સુધી જમીન ને અડકીને રહે તેવી રીતે રાખવાના હોય છે. સીજદહમાં "સુબ્હાન રબ્બીલા આલા" ત્રણ વખત કહી કાયદહ માં બેસી એક વખત સુબ્હાનલ્લાહ પઢી ફરી સીજદહમા જઈ "સુબ્હાન રબ્બીલા આલા" ત્રણ વખત પઢી ફરી કાયદહમાં બેસી જવાનું હોય છે. જે નીચે મુજબ છે.

**કાયદહ :**



કાયદહ માં તમારે ૧) અત્તહીયાતોની સૂર ૨) દરૂદે ઈબ્રાહીમ અને ૩) દુઆએ માસુરાહ પઢવાનું હોય છે.
જે અહીં નીચે મુજબ લખેલ છે.

**અત્તહીયાતો :** અત્તહીયાતો લીલ્લાહે વસ્સલવાતું વત્તયબાતુ. સસ્સલામો અલયકા અયોહન્નબીયો વરાહમતુલ્લાહે વબરકાતુહુ અસ્સલામો અલયના વાલાએ બાદીલ્લાહીસ્સવાલેહીન અશહદો લા–ઈલાહા ઈલલ્લાહો વઅશહદો અન્ના મોહંમદન અબદુહુ વરસુલુહ.

**દરૂદે ઈબ્રાહીમ :** અલ્લાહુમ્મા સલ્લેઅલા સૈયદના મોહંમદીન કમા સૈલયતા અલા ઈબ્રાહીમા વાલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ. અલાહુમ્મા બારીક અલા મોહંમ્મદીવ વાલા આલે મોહંમદીન કમા બારકતા અલા ઈબ્રાહીમા વાલા આલે ઈબ્રાહીમા ઈન્નકા હમીદુમ મજીદ.

**દુઆએ માસુરાહ:** અલ્લાહુમ્મગ ફીરલી વલે વાલે દયા વલે ઉસ્તાદીયા વલ જમીલ મોઅમેનીના વલ મોઅમેનાત વલ મુસ્લેમીના વલ મુસ્લેમાત બેરાહમતેકા યા અર્રરહમર રાહેમીન.

દુઆએ માસુરાહ પુરૂ થયા પછી "**સસ્સલામો અલયકુમ વરાહમતુલ્લાહ**" કહી જમણી તરફ જમણા ખભા સુધી મોઢું વાળી અને ફરી "**અસ્સલામો અલયકુમ વરાહમતુલ્લાહ**" પઢી ડાબી તરફ ડાબા ખભા સુધી મોઢું વાળવાનું હોય છે. તો આ રીતે આપણે આખી નમાઝ કેવી રીતે પઢાય છે તે વિસ્તારથી પિકચર સહિત જોયું. પરંતુ ઘણી જ બાબતો છે જે નમાઝ વખતે ધ્યાનમાં રાખવાની હોય છે. તે નીચે મુજબ છે.

— હવે આ તો આપણે ૧ જ રકાઅતનું વિસ્તારથી સમજાવ્યુ છે. તો હવે જયારે તમારે એકસાથે ૨ રકાઅત નમાઝ પઢવાની હોય ત્યારે પહેલી રકાઅત બીજા સીજદહમાં પુરી થઈ જશે અને બીજા સીજદહ માંથી બીજી રકાઅત માં ફરી તમારે **કયામ** માં ઉપર મુજબ પઢવાનું હોય છે.

— કાયદહમાં અત્તહીયાતો હંમેશા બીજી અને ચોથી રકાઅત માંજ પઢવાનું હોય છે.

— હવે જયારે ૪ રકાઅત પઢતા હોય ત્યારે બીજી રકાઅતમાં કાયદહમાં ફકત અત્તહીયાતો પઢી ત્રીજી રકાઅતમાં ફરી કયામમાં જવાનું હોય છે. અને છેલ્લે ચોથી રકાઅતમાં કાયદહમાં અત્તહીયાતો, દરૂદે ઈબ્રાહીમ અને દુઆએ માસુરાહ પઢવાનું હોય છે.

— જયારે કોઈ કારણોસર તમે જમાતમાં ન પહોંચી શકયા અને પછી જયારે ફર્ઝ નમાઝ તમે પઢતા હો ત્યારે ફકત પહેલી બે રકાઅત માં જ તમારે કયામમાં અલહમ્દો શરીફ પછી સૂર પઢવાની હોય છે. બીજી બન્ને રકાઅતમાં ફકત અલહમ્દો શરીફ પઢીને રૂકુઅમાં જવાનું હોય છે.

**સૂરએ ફીલ :** અલમતરા કયફા ફઆલા રબ્બોકા બિઅશહાબિલ ફિલ. અલમ યજઅલ કયદહુમ ફિતદલિલિંવ વઅરશલા અલયહિમ તયરન અબાબિલ. તરમિહિમ બિહિજારતિમ મિનસિજજીલિંવ ફજ અલ હુમ ક–અશફિમ મ અ કુલ.

**સૂરએ કુરૈશીનઃ** લિઈલાફિ કુરૈશીન ઈલાફિહિમ. રિહલતશશિતાય વશશઈફ. ફલ યાઅબોદો રબ્બહાઝલ બયતિલ્લઝી અત અત હુમ મિનજુંયું વ આ માન હુમ મિન ખોફ.

**સૂરએ માઉનઃ** અરઆયતલ્લઝી યો કઝઝીબુ બિદદીન ફઝાલિ કલ્લઝી ય દ અુલ યતિમ. વલા યહુદદુ અલા તઆ મિલ મીસ્કીન ફવયલુલ્લીલ મુરશલી નલ્લઝીના હુમઅન શલાતિહિમ શાહુન અલ્લઝી ના હુમયુરાઉન વયન્મ ઉનલમાઉન.

**સૂરએ કૌશરઃ** ઈન્ના આતયના કલ કૌશર. ફસલ્લે લિરબ્બિકા વનહર ઈન્નશા નિઆકા હુવલ અબ્તર.

**સૂરએ કાફિરૂનઃ** કુલ યા અય્યોહલ કાફિરૂન લા–અ બોદો મા તાઅ બોદુન. વલા અન્તુમ આબિદુના મા આબુદ. વલા અના આબિદુના મા આબત્તુમ. વલા અન્તુમ આબિદુના મા આબુદ. લકુમ દિનકુમ વલયદિન.

**સૂરએ નસ્ર :** ઈઝાજાઅ નશરૂલ્લાહે વલ ફતહ વરાએ તન્નાસ. યદખુલુના ફિદિનિલ્લાહિ અફવાજા. ફસબ્બે બિહમદિ રબ્બિકા વસ્તગફિરહુ ઈન્નહુ કા ના તવ્વાબા.

**સૂરએ લહબ :** તબ્બત યદા અબિ લહબિંવ વત્તબમા અગના અનહુ માલુહુ વમા કશબ શયશલા નારનજાત લહબિંવ વઅમરાતુહુ હમ્મા લતલ હતબ ફિજિદિહા હબલુમ મિમ મશદ.

**સૂરએ ઈખ્લાસઃ** કુલ હો વલ્લાહો અહદ. અલ્લા હુસ્સમદ. લમયલિદ વલમ યુલદ. વલમ ય કુલ્લહુ કુફુવન અહદ.

**સૂરએ ફલક :** કુલ અઉજો બિરબ્બિલ ફલક. મિન શરૈ મા ખલકા. વ મિન શરૈ ગાસેકિન ઈઝા વકબ. વ મિન શર્રિન નફફાસાતિ ફિલ ઓકદ. વ મિન શરૈ હાશેદિન ઈજા હશદ.

**સૂરએ નાસ :** કુલ અઉજો બિરબ્બિન નાસ. માલિકિન્નાસ. ઈલાહિન્નાસ. મિનશર્રિલ વશવાશિલ ખન્નાશિલ્લઝી. યો વશવેશો ફિ સુદુરિન્નાસ. મિનલ ઝિન્નતે વન્નાસ.